GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

# હસ્તકલાના કારીગરોમાં વિવિધ કલાની પ્રસ્તુતિમાં બૌદ્ધ ધર્મની પ્રતિમાની કારીગરીમાં પ્રાચીનતા

**મૃણાલ પટેલ**

પીએચ.ડી. સ્કોલર
સમાજશાસ્ત્ર વિભાગ
ગુજરાત યુનિવર્સિટી
અમદાવાદ

**સારાંશ(ABSTRACT):** ધર્મ અને કલાની દૃષ્ટિએ બૌદ્ધ પ્રતિમાનું સર્જન ક્યારે થયું તે એક ચર્ચાસ્પદ મુદ્દો છે. બુદ્ધ પ્રતિમાના સર્જન પહેલા કેટલાયે વર્ષોથી બૌદ્ધ સંપ્રદાયમાં બુદ્ધની પ્રતિમાંની માંગ શરૂ થઈ હતી. તેમજ જે બુદ્ધની પ્રતિમાઓ માંગ વધી તો તેમાં જે હસ્તી શિલ્પી કારીગરો દ્વારા ભગવાન ગૌતમ બુદ્ધની અલગ-અલગ રૂપોની મૂર્તિઓમાં કલા મહત્ત્વ ધરાવે છે. આમ બૌદ્ધ પ્રતિમાનું સર્જન કોઈ આકસ્મિક બનાવ ન હતો. પણ લાંબા સમયની સંપ્રદાયના અનુયાયીઓની માંગ સંતોષવાની ન્યાય પ્રવૃત્તિ હતી. પ્રતિમાના સર્જન પાછળ ચોક્કસ કારણો હતા. બુદ્ધની પ્રતિમાનું સર્જન સહું પ્રથમ મથુરામાં થયું કે ગાંધારમાં એ પણ એક વિવાદાસ્પદ પ્રશ્ન છે. આ મુદ્દા પર વિદ્વાનો એકમત નથી. સમગ્ર પ્રશ્ન ધાર્મિક દૃષ્ટિએ અને બુદ્ધની પ્રતિમાના વિવિધ રચનાની દૃષ્ટિએ વિચારી શકાય.

***Key words:*** *religion, handicraft, art and culture and Gautam Budhdha*

ભગવાન ગૌતમ બુદ્ધિ અને એમણે સ્થાપેલો બૌદ્ધ ધર્મએ ભારતનું એક મહાન સાંસ્કારિક બળ હતું અને એ બળ સારાયે એશિયામાં અને ત્યારપછી વિશ્વભરમાં પ્રસર્યું હતું. એમના નિર્વાણ પછીના થોડાંક સમયમાં જ એમનો પ્રકાશ વિશ્વના અનેક દેશોમાં પ્રસર્યો. પરંતુ ભારત તો એ પ્રકાશનું ઉદગમ સ્થાન હતું અને એના જીવન અને કલા ઉપર બૌદ્ધ ધર્મની અને તે દ્વારા ભારતીય જીવન અને કલાની ઊંડી અસર થઈ. ભારતમાં થયેલા ધાર્મિક પરિવર્તનની અસર કલા ઉપર થઈ અને બૌદ્ધ ધર્મ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં પોતાના ઉપદેશો માન્યતાઓ અને આચારો સ્થાપત્ય અને શિલ્પકલાના સ્વરૂપોમાં અને સંકેતો દ્વારા તેણે રજૂ કર્યો.

પ્રારંભિક બૌદ્ધધર્મ જેને સામાન્ય રીતે ‘હીનયાન’ તરીકે ઓળખાતા તેમાં મૂર્તિપૂજા વિહિત નહોતી, પણ બુદ્ધિ અને તેમના શિષ્યોના પવિત્ર અવશેષોની પૂજા સર્વ સંમત હતી. એવા અવશેષો ઉપર ચણેલા સ્થાપત્યો તે બૌદ્ધની પૂર્વેના ભારતમાં સ્તૂપ અપરિચિત નહોતા, પણ બૌદ્ધ સંઘની ધાર્મિક અપેક્ષાઓએ સ્થાપત્ય કલાના આ પ્રકારોને ઘણો વ્યાપક બનાવ્યો અને ભારતના સર્વ પ્રદેશોમાં વૈવિધ્યપૂર્ણ શિલ્પકલાથી શુશોભિત નાના-મોટા સ્તૂપો રચાયા. આમ સ્તૂપ નિર્માણ એ બૌદ્ધ ધર્મ અને કલાની એક નોંધપાત્ર ખાસિયત બની ગઈ એની આસપાસ ચૈત્યો અને વિહારો ઉદ્ભવ્યા તે સાથે પહાડોમાં કોતરેલા ગુફા મંદિરો પણ નિર્માયા.

પ્રાચીનતર બૌદ્ધ ધર્મમાં પ્રત્યેક વ્યક્તિઓ જાતે ધર્મ સાધના કરીને નિર્વાણનો અધિકાર મેળવવાનો હતો. માટે એને હીનયાન કહેતા. પાછળથી વિકસેલા મહાયાન સંપ્રદાયમાં લોકત્તર શક્તિઓ અને સિદ્ધિઓ ધરાવતા બુદ્ધો અને બોધિસત્વોની આરાધના કરીને નિર્વાણનો સરળ માર્ગ બહુજન સમાજને દર્શાવ્યો છે. તે એક પ્રકારનો ભક્તિમાર્ગ છે અને એ રીતે એનું ‘મહાયાન’ નામ સાર્થક છે.

બૌદ્ધ ધર્મની શરૂઆતમાં હીનયાની સંપ્રદાયમાં બુદ્ધ જેવા અલૌકિક પુરૂષની મૂર્તિ રચવાનું અશક્ય અને પ્રતિબંધિત ગણાતું. આથી હીનયાની કલાકાર કારીગરે માત્ર ભગવાનની હાજરીની પ્રતીતિ કરાવનાર વસ્તુઓના સૂચક નિદર્શનથી જ સંતોષ માન્યો. (૧) કાલ (સમય)ના માર્ગ પર પડેલા ભગવાનના પગલા-પાદ્ચિહ્ન (૨) પથ્થરનું ખાલી આસન જ્યાં ભગવાન બેસીને ઉપદેશ કરતા (૩) બોધિ વૃક્ષ કે જેની નીચે ભગવાનને બુદ્ધપદ પ્રાપ્ત થયું. મૃગદાવન જ્યાં ભગવાનને સૌપ્રથમ ઉપદેશ આપ્યો. ઉપરાંત છત્ર, ત્રિશૂલ, અગ્નિ સ્તંભ વગેરે પ્રતિકોના શિલ્પોને કોતરતા પ્રાદેશિક કલા કારીગરોએ બિહાર, ઓરિસ્સા, આન્ધ્ર, કર્ણાટક, સૌરાષ્ટ્ર, ગંધાર અને હિમાચલ પ્રદેશ સહિતના સ્વરૂપો, શૈલીઓ અને રીતિઓનો અપૂર્વ કૌશલથી તેમાં ઉપયોગ કર્યો છે. કાષ્ઠ, હાથી દાંત, ધાતુ વગેરે જેવા પદાર્થો પર આ કલાકારીનું અસાધારણ પ્રભુત્વ હતું. બોધિ ગયા, સારનાથ, ભરહુત, સાંચી આદિની શિલ્પકૃતિઓમાં બુદ્ધ પૂર્વના પક્ષ જેવી આકૃતિઓ છે. મથુરામાં પ્રાચીન પક્ષ સ્વરૂપનું બુદ્ધની પડછંદ મૂર્તિમાં રૂપાંતર થયેલું મળે છે.

પ્રાચીન ભારતીય શિલ્પમાં બુદ્ધની જીવનકથાએ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ધાર્મિક ઈતિહાસની દૃષ્ટિએ વિચારીએ તો બૌદ્ધ ઈમારતોમાં કલા તરીકે બૌદ્ધ જીવન કથાઓએ જે સ્થાન લોકોના હાર્દમાં ભક્તિભાવથી ઉત્પન્ન કર્યું છે અને જે કથાઓ આટલી લોકપ્રિય થઈ છે. તેટલી બીજા કોઈ સંપ્રદાયની કથાઓ શિલ્પમાં આકાર પામી નથી. આવી બૌદ્ધ ઈમારતો દખ્ખણ અને ઉત્તર ભારતમાં જોઈ શકાય છે. આ સંપ્રદાયને કલા દ્વારા રજૂ કરીને લોક માનસને મૂર્ત સ્વરૂપ આપેલું નજરે પડે છે. કલાની સીધી અસર તેની રજૂઆત છે. કેટલાકના મતે આ લોક કલા પ્રાકૃત કક્ષાની છે. છતાં પણ આ રજૂઆતમાં ધારી અસલ કલા ઉપજાવી શકે છે. વ્યક્ત કરાયેલા બુદ્ધાવસ્થા પહેલાની બુદ્ધની દશા બતાવે છે. પાછળથી કલાકારોએ બુદ્ધને સંપૂર્ણ માનવ તરીકે નિહાળ્યા છે અને તે જ અસર આખા વાતાવરણને ભરી દે છે. પરંતુ બુદ્ધને માનવ દેહ કે માનવશરીરનું અસ્તિત્ત્વ પ્રતિકથી રજૂ કરવામાં આવ્યું છે. ભરહુત, સાંચી, બોધગયા આવી પ્રતિક કલાના ખાસ નમૂનાઓ છે.

ભારતીય શિલ્પનો ઈતિહાસ તપાસીએ તો તેમાં વિવિધ વિષયો આવરી લેવાયેલા જોઈ શકાય છે. આ બધા વિષયોનું વર્ગીકરણ કરતા આ જે કલા શિલ્પોના પહેલા વિભાગમાં બૌદ્ધ કથા આધારિત મૂર્તિઓ ગણાય છે. સૌથી પ્રાચીન બૌદ્ધકલાના સુંદર કલામય અવશેષો મૌર્ય સમય (ઈ.પૂ. ૩૨૨-૧૮૫)માં પારખમ (મથુરા) અને પાટણમાંથી મળેલી પક્ષની મૂર્તિ તેમજ એક જ પથ્થરમાંથી ઘડેલા સ્તંભો કે જેની ટોચ પશુની આકૃતિઓથી શોભે છે વગેરે મળી આવ્યા છે. ત્યારપછીનો ગાળો ઈ.પૂ. બીજો પહેલો સૈકો શુંગ સમયના ભરહુત અને સાંચીના કઠંડા અને તોરણો પ્રાપ્ત થાય છે. ઈ.સ.ના પહેલા અને બીજા સૈકામાં એટલે કે કુષાણ રાજાઓના સમયમાં ગંધાર શૈલીનો ઉદ્ભવ થયો. આ સમય મથુરામાં શિલ્પની સ્થાનિક શૈલીનો સૂવર્ણયુગ હતો. આ સ્થાનિક શૈલીમાં સૌપ્રથમ બુદ્ધની પ્રતિમા નજરે પડે છે. શિલ્પાકૃતિથી લાદેલા સંગેમરમરના અમરાવતી અને નાકાર્જૂની કોડાંના મહાન સ્તૂપો ઈ.સ.ના ૧૫૦ થી ૩૦૦ના ગાળામાં બનેલા હતા. ગુપ્ત સમ્રાટના સમયમાં મથૂરા, સારનાથ, દેવગઢ, ઉદયગીરી, ભૂમરા, ભીતરગાંવ, અજંતા વગેરે કલા અને શિલ્પના બેનમૂન કેન્દ્રો હતા.

મધ્યયુગના પૂર્વ કાલીન શિલ્પોના ચાર મુખ્ય કેન્દ્રો હતા. જેવા કે (૧) બાદમી અને ઐહોલની ચાલુક્ય ઈમારતો (૨) કાંચીના પલ્લવોના આશ્રયે મહાબલિપૂરમાં કોરાયેલા ખડક મંદિરો અને શિલ્પો (૩) રાષ્ટ્ર કૂટો (આઠમાં-નવમાં સૈકાના સમય દરમ્યાન ઈલોરા અને એલિફન્ટામાં કંડારેલા ગૂફા-મંદિરો) અને (૪) પાલ રાજાઓ (ઈ.સ. ૭૫૦-૧૦૦૦)ના સમય દરમ્યાન અને બંગાળના મહાયાન બૌદ્ધ શિલ્પો.

ભારતીય શિલ્પની આ મહત્ત્વની અને આશાસ્પદ કલાનો પ્રારંભ સૌપ્રથમ ઈ.સ.ની પહેલી સદિમાં મથુરા ખાતે થયો ત્યારે તો આ કલા એની રચનાત્મક દશામાં હતી. પરંતુ ચોથી અને પાંચમી સદીના ગુપ્તયુગ દરમ્યાન તે પૂર્ણતાને પામી અને ભારતીય શિલ્પનો એ સૂવર્ણયુગ લેખાયો. એ કાળમાં બુદ્ધની જે સર્વાંગ સુંદર પ્રતિમાઓ રચાઈ તે ભારતીય શિલ્પની સહુથી મહાનકૃતિ ગણાય છે. એમાની મુખ્ય ગણાતી કૃતિઓ મથૂરા, સારનાથ, અજંતા, શામળાજી વગેરેની મૂર્તિઓ છે.

આ શિલ્પોની મુખમુદ્રાપર અંકાએલો આધ્યાત્મિક આનંદ તથા એ ઢળેલા લોચનો અને મૃદુસ્મિત વેરતી મુદ્રમાંથી નીતરતો પ્રાણી માત્ર પ્રત્યેનો કરૂણાભાવ એ ભારતીય કલાની ચરમ સિદ્ધિ છે. શિલ્પમાં મથૂરા અને સારનાથથી અમરાવતી થઈને અનુરાધાપૂર (શ્રીલંકા)થી જાવા-ઈન્ડોનેશિયા અને હિંદી ચીનથી ચીન-જાપાન સુધીની બુદ્ધ મૂર્તિઓ પર ભારતીય કલાનો પ્રભાવ પડ્યો છે. જગતને સંસ્કરપૂત કરનારા બળોમાં સૌથી મોટું બળ ગણાતો બૌદ્ધ ધર્મ સમસ્ત એશિયાની ભવ્ય સુંદર કલાનો જન્મદાતા ગણાય છે. મૌર્ય-શુંગ-આંધ્ર-કુષાણ યુગમાં શરૂ થયેલાં કલાવિધાનનું સ્વાભાવિક સર્વોચ્ચ શિખર એટલે ઈ.સ.૩૦૦ થી ઈ.સ.૧૨૦૦ સુધીની શિલ્પ કલા.

બૌદ્ધ ધર્મની વિકસતી વિશાળતામાં કલાકારે અશક્યને બનાવવાનો મોટો પ્રયત્ન આદર્યો અને તેમાં તે ફળીભૂત થયો. એણે ધર્મ ચક્ર પ્રવર્તતાવતા ઉપદેશ આપતા ભગવાન બુદ્ધ, સમાધિસ્થ બુદ્ધ, પૃથ્વીની સાક્ષીએ બુદ્ધ પદ મળે કે દેહનો અંત આવે એવો સંકલ્પ ભૂમિસ્પર્શ મુદ્રા કરતા બુદ્ધને પથ્થરમાં ભવ્યતાથી અને મનોહર ભાવ સાથે કંડાર્યો અને દિવાલ પર રંગોથી ચીતર્યો. જે વ્યક્તિ કોઈપણ ભાવ કે રાગથી પર છે એ વ્યક્તિને અદ્ભૂત અને ઘણીવાર ગુંગળાવી નાખે એવા વૈભવથી કલાકારે પથ્થરમાં એવી ભાવવાહી રીતે કંડારી કે આપણે આશ્ચર્યચકિત થઈ જઈએ, ભગવાન બુદ્ધિની કરૂણાથી ભરપૂર સ્મિતવાળી ગંધાર સમયની ગુપ્ત સમયની કે 'ખ્મેર' સમયની એ મુખાકૃતિઓ જોઈશું તો એ મુખકમલનું પથ્થરની મૂર્તિઓમાં કેવું અમર સર્જન થયું છે તેની ખરી પ્રતીતિ થશે.

બુદ્ધની મૂર્તિના નિર્માણનો પ્રશ્ન ધર્મ અને કલાની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો છે. બુદ્ધિની પ્રતિમા નિર્માણ એ કોઈ આકસ્મિક ઘટના નથી. પણ તેની પાછળ કોઈ ચોક્કસ કારણ હતા. બુદ્ધ મૂર્તિનું નિર્માણ પ્રથમ મથુરામાં થયું કે ગંધારમાં એ વિશે મતભેદ છે.

ધાર્મિક દૃષ્ટિએ વિચાર કરીએ તો કોઈપણ મૂર્તિ જ્યાં સુધી પ્રજામાં તેની માંગ ન હોય ત્યાં સુધી બનાવતી નથી. મૂર્તિનની કલ્પના માનવીની ધાર્મિક ભાવના સંતોષવા માટે હોય છે. મથુરા અને તેની આસપાસના પ્રદેશમાંથી ઉપલબ્ધ અભિલેખો પરથી જણાય છે કે ઈ.પૂર્વે પ્રથમ શતાબ્દિમાં મથૂરા અને તેની આસપાસ ભાગવત ધર્મ પ્રચલિત હતો. આથી પ્રજામાં ભક્તિનો પ્રચાર

વધ્યો. વાસુદેવ અને સંકર્ષણની પૂજા મુખ્ય બની હતી. આ દેવોની પૂજાથી ઘણા બૌદ્ધ ધર્મીઓ પણ પ્રભાવિત થયા હતા. આ વખતે વાસુદેવ, બલરામ, ઈન્દ્ર, અગ્નિ, વિષ્ણુ, શિવ, પ્રજાપતિ વગેરે દેવોની પ્રતિમાઓ ઘણી લોકપ્રિય હતી. આમ ભાગવત ધર્મ, ભક્તિ, આંદોલન, સંકર્ષણ, વાસુદેવની પૂજા અને તેમની પ્રતિમાઓ આ સર્વની અસર બૌદ્ધ અનુયાયીઓ ઉપર વ્યાપક પ્રમાણમાં પડી હતી. જેનાથી તેમનામાં પણ બુદ્ધ પ્રતિમાના નિર્માણની પ્રેરણા જાગી. ધાર્મિક દ્દષ્ટિએ વિચારતા બૌદ્ધ ધર્મના અનુયાયીઓને લાગ્યું કે હિંદુ દેવોની માફક હવે એમની સામે ટકી રહેવા માટે બુદ્ધ મૂર્તિના નિર્માણ કરવાનો સમય પાકી ગયો છે. બ્રાહ્મણ ધર્મનો સામનો બુદ્ધ પ્રતિમાનું સર્જન કરવાથી જ થઈ શકશે તેવું તેમણે સ્પષ્ટ જણાયું. આ સર્વ પરિસ્થિતિને અનુલક્ષીને બૌદ્ધ ધર્મના અનુયાયીઓમાં બુદ્ધની પૂજાની ઈચ્છા ધીરે ધીરે દઢ થતી ગઈ, સમય જતા લોકોને પ્રતિક પૂજાથી સંતોષ ન થયો. તેમને બુદ્ધની માનવમૂર્તિની આવશ્યકતા સમજાઈ. પરિણામે બુદ્ધની પ્રતિમાનું નિર્માણ થયું.

બુદ્ધની પ્રતિમાઓ સામાન્ય રીતે બે પ્રકારની જોવા મળે છે. (૧) ઊભી (૨) બેઠેલી. બેઠેલી પ્રતિમના યોગીની કલ્પનામાંથી અને ઊભી પ્રતિમા પક્ષની કલ્પનામાંથી તૈયાર કરવામાં આવી છે. લક્ષણની દ્દષ્ટિએ જોઈએ તો બુદ્ધની પ્રતિમા યોગી અને ચક્રવર્તીના આદર્શોને એક કરીને બનાવવામાં આવી છે એમ કહિ શકાય.

બૌદ્ધ ધર્મમાં પણ બુદ્ધની પ્રતિમાના સર્જન પહેલા ભક્તિ આંદોલનની શરૂઆત થઈ હતી. જ્યારે પ્રતીક પૂજા સર્વોચ્ચ કક્ષાએ પહોંચી ત્યારે મૂર્તિ માટેની તક ઊભી થઈ. મથુરામાં પ્રતિક અને મૂર્તિ બંનેનું સમાન અસ્તિત્ત્વ જોવા મળે છે. એવા પણ પ્રમાણો મળે છે કે જ્યાં બુદ્ધના પ્રતીક અને પ્રતિમા બંને એકજ સ્થળે નજરે પડે છે. આ સંક્રાંતિકાલનું લક્ષણ છે.

બુદ્ધના પ્રતિકોની પૂજા બૌદ્ધ ધર્મમાં પહેલાથી હતી. પણ મૂર્તિ પૂજાની અનુમતિ મળેલ ન હતી. આ પ્રતિબંધને લીધે પ્રતિમાઓનું સર્જન થયું ન હતું. મથુરા કે ગંધારના કોઈ સ્થાનિક શિલ્પીની તાકાત ન હતી કે તે એકદમ ભાવાવેશમાં આવી સ્વયં નિર્ણય કરે અને બુદ્ધ મૂર્તિનું નિર્માણ કરે. આ ત્યારે શક્ય બને કે જ્યારે લાંબાકાળથી ચાલ્યા આવેલ પ્રતિબંધ દુર થાય અને સમગ્ર સમાજ તેને માન્યતા આપે.

આમ બૌદ્ધ ધર્મમાં જે ભગવાન ગૌતમ બુદ્ધની જે કલા દ્વારા પ્રતિમાઓ છે તે ખૂબ જ વિવિધ સ્વરૂપે જોવા મળે છે.

(૧) પદ્માસનમાં બેઠેલ યોગી સ્વરૂપ બુદ્ધ
(૨) ધ્યાન મુદ્રામાં જમણો હાથ અભય મુદ્રાનો ડાબો હાથ પગ પર.
(૩) બોધિવૃક્ષ નીચે સિંહાસન પર બેઠેલ બુદ્ધ
(૪) મહાપુરૂષોના લક્ષણો દર્શાવતા ચિન્હો હેથળી અને પગના તળિયે ધર્મચક્રમ અને ત્રિરત્નનું ચિન્હ ક્યારેય ભૂમિ સ્પર્શ મુદ્રામાં હોય.
(૫) મસ્તક ઉપર ઉષ્ણીય તો ક્યારેક ગુંચળાવાળા વાળનો આકાર હોય છે.
(૬) બે ભ્રમરોની વચ્ચે ઉર્ણા હોય છે.
(૭) મસ્તકની પાછળ તેજચક્ર અથવા પ્રભામંડળ
(૮) વસ્ત્રોમાં નીચે ધોતી, ઉપરનો ડાબો ખભો ખૂલ્લો, ક્યારેક પક્ષોપવિત હોય છે.
(૯) કાનની બૂટી લાંબી દર્શાવવામાં આવે છે. પાતળો કટિપ્રદેશ છે.
(૧૦) નાસાગ્ર દ્દષ્ટિને લીધે અર્ધમિલિત નેત્રો હોય છે.
(૧૧) અંગ વિન્યાસ ખાસ કરીને ભારતીય પરંપરાના છે.

## ❖ ઉપસંહાર

દુનિયાની સમગ્ર જીવસૃષ્ટિમાં મનુષ્યની વિચારશીલ પ્રાણી તરીકે ઘણો મહિમા કરવામાં આવ્યો છે. અન્ય જીવસૃષ્ટિ કરતાં વિચાર અને વિવેકનું તત્ત્વ હોવાને લઈને તેની મહત્તા ઘણી ઊંચી આંકવામાં આવી છે. કલાનું ખેડાણ માનવજીવનની અનિવાર્ય આવશ્યકતા મનાય છે. કલા એ સંસ્કૃતિને ઘડનારું એક મહત્વનું પરિબળ છે. ભગવાન ગૌતમ બુદ્ધ અને એમણે સ્થાપેલો બૌદ્ધ ધર્મ એ ભારતનું એક મહત્ત સાંસ્કારિક બળ છે.

## સંદર્ભસૂચિ

(૧) ડૉ. પ્રો. રામજીભાઈ સાવલિયા, ભારતીય પ્રતિમા વિધાન, પ્રકાશક વર્ષ ૨૦૦૮.
(૨) ડૉ. નવીન ચંદ્ર એ. આચાર્ય, બૌદ્ધ મૂર્તિ વિધાન, પ્રકાશક વર્ષ ૧૯૭૮.